વિનોદમાળા મણકો ૧ લો.

# યુરોપની લડાઇ.

લેખક અને પ્રકાશક.

**ચતુરભાઇ તારાચંદ શાહ.**

સેક્રેટરી સંસાર- સુધારકમિત્રમંડળ કાળુપુર અમદાવાદ.

આવૃત્તિ ૧લી પ્રત ૧૫૦૦

સંવત ૧૯૭૧ સને ૧૯૧૪

કીંમત ૦-૧-૦ એકઆનો.

## —મેમ્બરોને ભલામણ—

અમારા આ મંડળમાં એકઆનો ભરી વારસીક મેમ્બર થનારને દરમહિને.

# વિનોદમાળા.

નામની સીરીઝ આપવાનું અમે જે સાહસ વહોર્યું છે. તેનો યોગ્ય ધડો લઈ અમારા શુભેચ્છક મેમ્બરો પોતાના મિત્ર મંડળમાં આવો એક આનામાં મળતો લાભ જણાવી જરૂર એકેક મેમ્બર બીજા દસ દસ ગ્રાહક કરી આપવાની મહેરબાની કરશે અને તેથી જેમ જેમ ગ્રાહકોની સંખ્યા વધતી જશે તેમ તેમ અમે અમારા મેમ્બરોને સારો લાભ આપવાની ગોઠવણ કરતાં જઈશું માટે જરૂર દસ દસ મેમ્બરો કર લાવવાની પ્રતિજ્ઞા લઈ આગળ વધશો એવી આશા રાખી વીરમીએ છીએ.

# —વિનોદમાળા—

## મણકો ૨જો.

એપ્રીલની પહેલી લગભગ બહાર પડશે અને તે અમારા મેમ્બરોને તુરતજ પહોંચાડવામાં આવશે.

બહાર ગામના મેમ્બરો પોસ્ટ ખર્ચના ચાર આના મોકલી આપવા મહેરબાની કરશે.

લી.

સેક્રેટરી.

# યુરોપની લડાઇ.

## ( પ્રાર્થના. )

( ૧ )

રાજ તાજ શીરતાજ બ્રીટિશ છત્રધારી,
તપો અચળ અમાપ એ, રાજ્ય સુખકારી;
પ્રચંડ યુદ્ધ વિદારનાર, સ્હાય કરો ત્રિપુરારી,
અમરાજ તાજ જ્યોર્જને, તું રક્ષજે મોરારી.

× × × ×

અન્યાય ને અસત્યથી, અભિમાનમાં છે ડોલતાં,
એ શત્રુનો સંહાર કર, એમ અમે સહુ બોલતાં;
આ હિંદી વફાદારનો, તું સાચો છે શ્રી પ્રભુ હરી,
અમરાજ તાજ જ્યોર્જને, તું રક્ષજે મોરારી.

× × × ×

## બહાદુર હિંદી સરદારોને ઉપાલંભ.

( ૨ )

બહાદુર સરદારો શુરા ઉઠાવો હથીયાર,
ચાલો વીરો ધીરધારી કરો દુશ્મનોને ઠાર;

મારી, કાપી, છુંદી, ચાંપી તૂમ કરો સમશેર,
રોળી ચોળીને રગદોળી, કરો શત્રુનો ઝેર.
રુસીને તંગ, યુરોપી જંગ, ગરજાવો બહાદૂર;
આ સમશેર થા તૈયાર બતાવવા ત્હારૂં ત્યાં નૂર.

## ગરબો.

( ૩ )

ઉઠો ઉઠો વીર સહુ હિંદનારે થાવો શુરા હુશીયાર
ચલાવો હથીયાર, બ્રિટીશ રણ યુદ્ધ જાગીયું. ૧
આર્ય ગૌરવ ખૂબ દાખવોરે, લડી શત્રુની સાથ
બીડી હેડામાં હામ. બ્રિટીશ૦ ૨
ઢોલ શરણાઈ બહુ વાગતાંરે, વળી પડઘમના શોર
યુરોપી યોદ્ધા ઝુઝીયા, બતલાવે બહુ જોર. (૨) બ્રિટીશ૦ ૩
ગોળા ફેંકે ગગન ગાજતુરે, ખેલે વિમાની ખેલ
રણ ભૂમીને ગરજાવતાં, ચાલી લોહીની રેલ. બ્રિટીશ૦ ૪
થાય ધડાકા તોપનારે, ઉઠો ક્ષત્રીના તંન (૨)
બહાદૂરી બતાવો યુરોપમાં, જગાવી મોટો જગન. બ્રિટીશ૦ ૫
શીખ રજપૂત વળી ગુરખારે, કરો કેશરીયા રંગ
જુવો પૂર્વજોના ઉમંગનેરે, જેણે રાખ્યો છે રંગ. બ્રિટીશ૦ ૬

## રજપુત સરદારોનું શુરાતન.

---

ઝટપટ જાતું, જંગમચાતું, કાયર ત્યાં નવ થાતું,
ક્ષત્રી બચ્યા, રણમાં સચ્યા, એ કહેવત બતલાતું;

ચાલો મારા, યોદ્ધા સારા, બહાદૂરી બતલાવો,
વફાદાર થઈ ન્યાય બ્રિટીશના, રણમાંહિ ઝપલાવો.
યા હોમ કરી પડો આગે,
ડંકા વિજયના વાગે.

સરદાર—બ્રિટીશ કેરા રાજ્યથી, સુખી છીએ સહુ આપણે
એ ન્યાયીના પ્રતાપથી, નહિ દુઃખ છે કંઈ આપણે
જેની શીતળ છાયા સદા, પ્રસરી રહિ આ હિન્દમાં
તે કાજ આ સમશેર લઈ બહાદૂર પડો મેદાનમાં
રણ ભૂમી છે રજપૂતની, સાચી જનેતા સર્વદા
( ત્યાં ) મરણ કદી જો નિપજે તો પામીએ સ્વર્ગ સંપદા
શુદ્ધ ક્ષત્રી કેરા બાળકો મરતા સદા રણક્ષેત્રમાં
રણથી બીકણ જે બાયલા, (તે) પથ્થર સમ આ વિશ્વમાં

સીપાહીઓ—સમશેર અમ તૈયાર છે શત્રુને સંહારવા;
આ રક્ત અમ ઉછળી રહ્યું વફાદારી બતલાવવા.
બ્રિટીશ કેરા કાર્ય માટે શરીર આં તૈયાર છે;
એ શહેનશાહી તાજ કાજે અમપ્રાણ આ હુશીયાર છે.

સરદાર—શાબાશ મારા સામંતો ઘટેજ થાવું એમ છે,
થાશે વિજય બ્રિટીશનો એ સત્યતાનો નેમ છે.

## આર્યબાળાઓ તરફથી હિંદી સરદારોનો સત્કાર.

આવો, આવો, સાહેલી સહુ પ્રેમ ભરી
પ્રેમ ભરીરે સહુ હોંશ ધરી. આવો૦

શુરા સરદાર સહુ આજ ભલા
જાય બ્રિટીશ વફાદાર થવા. આવો૦

ફુલડે વધાવો સહુ હર્ષ ઉર ઉભરાવો એના
આવો, ગાઓ, ગુણ પ્રેમ ધરી. આવો૦

## પ્રેમી યુગલનો સંવાદ.

બાળા -- વિચારો વાતથી વ્હાલા
પિયા અમ ઉરની જાણો;
કરી પ્રીત છેહ ના દેશો
જવાની વાત ના છેડો,
જશો જો નાથ છોડીને
દઇશ હું પ્રાણ આ મારો;
જીવન તમ આશથી જીવું
સ્વીકારી સાથ લઇ ચાલો.

યુવક - તજીદે શોકને ચીંતા
સુણી લે વાત તું મારી;
ફરજ મુજ શીર છે ભારી
જવા વિણ ના બીજી બારી.
મચ્યું છે યુદ્ધ યુરોપે
બ્રિટીશ જર્મન વચ્ચે ભારી
થયો હુકમ જવાનો ત્યાં
બતાવવા હિંદ વફાદારી.

બાળ—શું તમે લડાઇમાં જવાના છો, હા? ત્યારે મારી

સ્થીતિ, વિરહિણીબાળા વિયોગમાં ઝુરીઝુરીને મરવાની, આશાની જીવન વેલડી ઉપર લટકતી બાળા નિરાશાના કુપમાં પડવાની, ના નાથ ? તમને નહિ જવા દઉં, મ્હારા જીવન આધાર તમારી સેવા બજાવીશ, તમે કહેશો તેમ કરીશ, પણ તમને નહિ જવા દઉં આવો આવો.

યુવક— બોલે શું બોલ તું આવા
થઇ રજપુતની બાળા
બિહણ થઇ બોલ બીરૂના
અરે શું બોલતી બાળા.

મને લાગે છે કે તું શુદ્ધ ક્ષત્રાણી નથી. ખરી ક્ષત્રાણીઓ યુદ્ધમાં જવાની કદિપણ ના પાડશેજ નહિ, તેતો ઉલટી શુરાતન બતાવી ખરા રજપૂતોને ખરૂં શુરાતન ચડાવે છે શું? પૂર્વે થઇ ગએલી ક્ષત્રાણીઓના ઇતિહાસો તેં નથી વાંચ્યા ? પોતાના એકના એક નવ વિવાહિત પુત્રને અને પોતાના સૌભાગ્યના સ્વામીને યુદ્ધમાં જવા ઉપદેશ આપતી, ક્ષત્રાણીઓની વાત નથી સાંભળી.

બાળા– વાંચ્યું છે, સાંભળ્યું છે, પ્રેમવશ થઇને આ બધું બોલાયું છે. તો નાથ ક્ષમા કરશો પણ હું તમને પુછું છું કે પૂર્વે ક્ષત્રાણીઓ યુદ્ધમાં ઉતરી હતી કે નહિ.

યુવક—હા ! ઘણી ક્ષત્રાણીઓ કેશરીઆં કરી રણમાં કુદી હતી અને શત્રુઓને હંફાવ્યા હતા.

બાળા—તો શું? હું ક્ષત્રાણી તમારી સાથે આવવાને લાયક નથી, શું હું? મારી વફાદારી નહિ બતાવું, જે બ્રિટીશના ન્યાયી રાજ્યથી અમારી સ્ત્રી જાતિને યોગ્ય ન્યાય મળ્યો છે. જે બ્રિટીશના નેક રાજ્યથી

અમારી અણુધણુ અનેઅગ્નાન સ્ત્રી જાતિ કેળવણીના ચળકતા પ્રકાશમાં આવી, પોતાનું કર્ત્તવ્ય બજાવતાં શીખી છે. અરે એટલુંજ નહિ પણ જે રાજ્યના પ્રતાપથી અમે આજ સ્વતંત્ર સુખો ભોગવી શકીએ છીએ. તો તે રાજ્યને સંકટ વખતે મદદગાર થવામાં જો અમે ગફલતી કરીએ તો અમારા જેવી કૃતઘ્ની કોણ કહેવાય, માટે મને પણ સાથે લ્યો હું, ક્ષત્રાણી છું, યુદ્ધકળા જાણું છું, તો જરૂર આપને મદદગાર થઈશ.

યુવક—હાલનો સમય જોતાં, ત્યાં તમારાથી આવી શકાય તેમ નથી, માટે હવે હઠ છોડી દ્યો ? તમે અહિં રહી તમારી ફરજ બજાવો. લડાઈના ફંડો ખોલો, લોકોને બ્રિટીશ રાજ્ય પ્રત્યેની ખરી વફાદારી બજાવતાં શીખવો, અને એવા બીજા ઘણા કાર્યો તમારે અત્રે રહી બજાવવાનાં છે માટે તમે અહિં રહી તમારી ખરી વફાદારી બજાવો. ઠીક છે સમય ઘણો થયો છે. માટે હું રજા લઈશ, કારણ કે મારે હજુ તૈયારી કરવાની બાકી છે.

બાળા—સુખેથી સિધાવો, અને કીર્તિની વિજયમાળા વરી વહેલા વહેલા પધારી અમને દર્શન દેજો.

શુકન જોઈને સંચરજો
વિજય કરી વ્હાલમ 'વેલા' વળજો.
સ્નેહિ સ્નેહ હૃદયમાં ધરજ્યો
આવી દાસીને વ્હેલા મળજો
વફાદાર બ્રિટીશના કહેવાજો
બહાદૂર થઈ શત્રુને સંહારજો

વિજયમાળા લ્યો આ સ્વીકારી
વફાદાર થઈ કીર્તિ વધારો.

## એક રાજ્ય કુટુંબની લડાઈને માટે વફાદારી.

રાજા—સુણો સહુ સામંતો મારા યુરોપે યુદ્ધ તો જાગ્યું
બ્રિટીશને સ્હાય દેવાને, ચિત્ત ચંચળ થવા લાગ્યું
જઈશ હું માહરી જાતે, બતાવીશ ત્યાં વફાદારી
સહુ આ રાજ્યને સત્તા, બ્રિટીશના નામપર વારી.
જવાની જેહને ઇચ્છા, કરો સહુ આજ તૈયારી
બતાવી બળ બહાદૂરી, કરો શત્રુતણી ખુવારી.
યુવરાજ—સુણો પિતા તમે મારા, અરજ એક સુતની આજે
રહો નિશ્ચિંત તમે અહિંયાં, જઈએ અમે યુદ્ધને કાજે
વડિલ છો આપ મારા, તમે શું યુદ્ધમાં જાશો
પછી શું કામના છીએ અમે જાશું વાત ભાગો.
કુંવર—સુણો પૂજ્ય પિતાજી વચન. અરજ ઉર ધારોરે.
છીએ આપ તણા અમે તન ,,
નવ સમજો અજ્ઞાની બાળ ,,
અમે ક્ષત્રાણીતણા સિંહબાળ ,,
આપો યુદ્ધે જવાની આજ્ઞાય ,,
જઈ શુર બતાવું પળમાંય ,,
છે બહાદુર બ્રિટીશ મહારાજ ,,
લડીએ જઈ રણમાં તે કાજ ,,

જર્મન બળનો/દેશું સંહાર ,,
થઈશું સાચા અમે વફાદાર. ,,

સરદાર—રણ રમણી વરવા અમે, થયા છીએ તૈયાર
સમશેર આ હુશીયાર છે, કરવા શત્રુંનો સંહાર
સિંહ સમા ગરજી અમે કરશું ઉત્તમ કામ
બહાદૂર બ્રિટીશ વીરથી, હૈયે છે અમહામ.

કુંવર—છીએ ન્હાના અમે ત્હોયે, ગણોને સિંહના બાળો
વળી રજપૂતના જાયા, નહિ કાચા જરી જાણો.
જવાને દ્યો હવે હુકમ, નહિ કાંઈ દિલમાં આણો
લડીશું શત્રુ સંગાથે, તમે નિજ ઉરમાં માનો.

રાજા—શાબાશ પુત્રો માહરા, આજ આનંદ થાય છે;
મુજ કુળદિપક છો તમો નિશ્ચય હવે તો થાય છે.
સિધાવો આજ સુખેથી યુરોપી યુદ્ધને કાજે
રહી બ્રિટીશ છાયામાં લડો નીજ જીવની સાટે.

## યુવરાજ અને યુવરાણી.

યુવરાજ—વાગી જોને વીરહાક રણ જંગમાં
વ્હાલી જાવું મ્હારે તે પ્રસંગમાં
બ્રિટીશના વફાદાર થઈ જાવું
વીર હાક જઈ ત્યાં ગરજાવું.

યુવરાણી—ભલે સિધાવો, કિર્તી ગજાવો વિજય વરતાવો
સ્વામી યુરોપી જંગમાં. ( ૨ )
સેવા સ્વીકારી, દાસી તમારી, લેશો પ્રિયતમ સંગમાં. (વાગી.

યુવરાજ—વાહ, ધન્ય છે. ક્ષત્રાણી ધન્ય છે. ત્હમને એમજ શોભે. યુદ્ધમાં જતાં પોતાના સ્વામીને જે ક્ષત્રાણીઓ શુરાતન આપે છે તેજ ખરી ક્ષત્રાણીઓ કહેવાય. પણ તમોને ત્યાં સાથે લઈ જવું બને તેમ નથી. માટે તમે અહિં રહી તમારૂં કર્ત્તવ્ય બજાવો.

યુવરાણી—સ્વામી હું સ્ત્રી છું પણ સિંહણ છું એમ ચોક્કસ માનજો, યુદ્ધકળાને સારી રીતે જાણું છું. શું પૂર્વે સ્ત્રીઓ લડાઈમાં નહોતી ઉતરી? શું આર્ય રમણીઓએ પોતાનું શુરાતન બતાવી ઇતિહાસના પટપર પોતાનું પવિત્ર નામ અમર નથી કરી ગઈ? તો નાથ હું પણ તેજ વંશની શુદ્ધ ક્ષત્રાણી છું. માટે તમે મને સાથે લેશો એવી આ દાસીની દીનવાણી છે.

યુવરાજ—તે ખરૂં? પણ હાલનો સમય જોતાં તમને લઈ જવા હું ઉચીત ધારતો નથી. માટે જો તમે મારી આજ્ઞામાં હો તો એ હઠ છોડી દો.

(એટલામાં રાજ્યમાતા પોતાના નાના કુંવરને લઈને આવે છે.)

રાજ્યમાતા—ચીરંજીવ બેટા? વારૂ આજે મેં સાંભળ્યું છે કે તમે બંને ભાઇઓ યુરોપની લડાઇના મેદાનમાં જવાના છો.

યુવરાજ—હા માજી? અને તે આપને નિવેદન કરવાને હું આપની પાસે હમણાંજ આવતો હતો, પરંતુ એટલામાં તો આપ જાતેજ તસ્દી લઇને અત્રે પધાર્યાં.

રાજ્યમાતા—કેમ નહિં, જે ક્ષત્રાણીના વીર બાળકો, લડાઇમાં જતા હોય તે ક્ષત્રાણીને તે દિવસ ઘણોજ આનંદદાયક હોય છે કે તેવો આનંદ એક પુત્રના જન્મ વખતે પણ નથી હોતો. માટેજ હું હર્ષના

આવેશથી એકદમ તારી પાસે આવી છું. ખરેખર મારા કુળદીપક બેટાઓ તમે આજે તમારી જનેતાની કુખને દિપાવવા માટે બહાર આવ્યા જાણી મને અપૂર્વ આનંદ થાય છે. ખરી ક્ષત્રાણીઓનાં બાળકો આવા વીર જ હોય છે અને તેઓ કદી પણ પોતાની માતાની કુખને એબ લગાડતા જ નથી. માટે તમે સુખેથી સિધાવો અને આનંદની સાથે નામદાર શહેનશાહ બ્રિટીશની મદદમાં જાઓ, મારી કુખને દીપાવો. છેવટે એટલુંજ કે, જો તમે મારૂં દુધ પીધું હોય તો લડાઇમાં પાછી પાની કરશો નહિ. લ્યો આ વિજયમાળા અને જાઓ પ્રતેહ કરો.

રાજ્યમાતા—જાઓ કુળ દિપક બેટા સુખે સિધાવો,
બતાવી શુરવીરતા મુજ કુખ દિપાવો;
વિઘ્નો તમારા સહુ હરશે મોરારી,
સહાય વિભુ થશે શત્રુ સંહારી. જાઓ.
બ્રીટીશ રાજ્યસત્તા થકી થાશે તમ ઉદ્ધાર,
એ બહાદુરના બળ થકી હોશે જયજયકાર;
મરજો પણ પાછી પાની ના કરજો,
ક્ષત્રાણી ફરી ન કુખ લજવજો;
આશીશ મારી જાઓ સુખે સીધાવો. જાઓ.

---

# યુરોપની લડાઈ સંબંધી જાણવા યોગ્ય કેટલીક માહિતી.

# લડાઈ જાગવાનું કારણ.

આખી દુનિયામાં હાલમાં યુરોપી પ્રજા ઘણા મોટે ભાગે રાજ્ય કરે છે. તેમાં ઇંગ્લાંડનું રાજ્ય સર્વથી મોટું અને મહા સત્તાવાન છે. યુરોપમાં ઘણાં રાજ્યો છે. તેમાં ઇંગ્લાંડ, રૂશીયા, જર્મની, ફ્રાન્સ, ઇટાલી અને આસ્ટ્રીયા મુખ્ય છે. આ રાજ્યોમાં યુરોપખંડ બહારના ઘણા દેશોમાં રાજ્ય કરે છે. આપણું હિંદુસ્તાન નામદાર બ્રિટીશ સરકારના હાથમાં આવ્યું ત્યારથી આપણા દેશમાં સર્વત્ર શાન્તિ: પ્રસરી રહી છે. એટલું જ નહિં પણ કળાકૌશલ્યમાં અને વિદ્યાવૃદ્ધિમાં પણ આપણો દેશ સારી રીતે આગળ વધતો જાય છે.

બધા ખંડોમાં સુધારા વધારામાં અને કળાકૌશલ્યમાં યુરોપ આગેવાન ખંડ છે. સઘળી યુરોપીયન પ્રજા સુધરેલી અને કેળવાએલી છે. એ દેશની જુદી જુદી પ્રજા વચ્ચે હાલમાં ભયંકર યુદ્ધ ચાલુ છે. અને આ યુદ્ધમાં ગ્રેટબ્રિટન પણ મંડાવાયું છે. જેમ અંગારાની એક ચીણગારીથી ઘણીવાર નાશકારક આગો ઉદ્ભવે છે તેજ પ્રમાણે એક ન્હાની વાતમાંથી આ મોટી અને ત્રાસદાયક લડાઈ જાગી છે. યુરોપખંડમાં સરવીયા નામનું નાનુ રાજ્ય ઓસ્ટ્રીઅન શહેનશાહની લગોલગ આવેલું છે. આ બન્ને રાજ્યો વચ્ચે બનાવ સારો નહોતો. રાજ્યક્રિય કાવાદાવાના પરીણામે ઓસ્ટ્રીઆના પાટવી કુંવર અને તેમની પત્નીના ખુન થયાં. ઓસ્ટ્રીયન સરકારના મનમાં એમ આવ્યું કે સરવીયાનો આ કાવતરામાં હાથ છે અને તેથી આ રાજ્યે સરવીયા ઉપર તેના ખુલાસા સારૂ એક ચાદી મોકલી હતી તે ઘણી જ નમ્ર અને વ્યાજબી હતી તે બધી વર્તમાન પેપર વિગેરેમાં પ્રગટ થઈ ચુકી છે. એટલે તે લખવાની અત્રે જરૂર નથી.

હવે જર્મની, ઓસ્ટ્રીયા અને ઇટાલી વચ્ચે એકબીજાને આફતના સમયમાં મદદ કરવાનો કરાર હતો. ઓસ્ટ્રીયાએ આ બાબતમાં જર્મનીની સલાહ લીધી અને તેની સલાહને અનુસરીને સર્વીયાના જવાબને અસંતોષકારક ગણી તેની સામે લડાઈ જાહેર કરી, જર્મની યુરોપમાંના મોટા રાજ્યમાનું એક રાજ્ય છે તેતો આપણા જાણવામાં છે. હવે આ દેશ પોતાની બુદ્ધિબળ વેપાર રોજગાર, કળા કૌશલ્ય વિગેરેથી વિખ્યાત છે. જર્મન શહેનશાહનું નામ વીલીયમ છે. અને તે કૈસરને નામે ઓળખાય છે આ રાજા બાહોશ કેળવાએલો અને મજબુત મનનો છે પણ તે તદ્દન સ્વછંદી, જક્કી અને આપખુદી છે. કૈસર લડાઈ જગાડવાને ઘણા વખતથી તલપી રહ્યો હતો અને તક શોધ્યા કરતો હતો. તેથી આ વખતે પોતાની મુરાદ આવી જાણીને ઓસ્ટ્રીયાને પોતાનું હથીયાર બનાવ્યું. રૂશીઆ અને સરવીઆ વચ્ચે ઘણો સારો બનાવ હોવાથી રૂશીયાને આ વાત રૂચી નહિ. અને તેણે પોતાના રાજ્યમાં લશ્કર એકઠું કરવા માંડ્યું. જર્મનીને તો "ભાવતું હતું અને વૈદે કહ્યું" તેના જેવું થયું તેણે રશીયાને લશ્કર એકઠું કરવાનું કારણ પૂછ્યું અને તેનો જવાબ તુરત માંગ્યો. અને ત્યારબાદ રશીયા સાથ લડાઇ જાહેર કરી.

ફ્રાન્સ, ઇંગ્લાંડ, અને રશીયા "ટ્રીપલ એલાયન્સ" ના લખતથી એકબીજાને મદદ કરવાને બંધાએલા છે. આથી ફ્રાન્સે પોતાનું લશ્કર એકઠું કરવા માંડ્યું. જર્મનીએ ફ્રાન્સ સામે લડાઈ જાહેર કરી સઘળાં રાજ્યો વચ્ચે થએલા એક લખતની રૂએ બેલ્જીયમ નામના રાજ્યને હમેશાં તટસ્થ રાખવું અને તેને છેડવું નહિ એમ નક્કી થયું હતું, પરંતુ જર્મનીએ આ શરતનો ભંગ કર્યો. જર્મનીનું આ કૃત્ય ઘણું

જ ઠપકા પાત્ર છે જર્મન પ્રજા ઘણી કેળવાએલી અને બુદ્ધિશાળી ગણાય છે પણ તેમણે આ લખતનો ભંગ કરવાથી ખુલ્લું સાબીત થાય છે કે, જર્મનો નીતિ અને સત્યને ચાહનારી પ્રજા નથી, કૈસર પોતાના લશ્કરને ફ્રાન્સ ઉપર હલ્લો કરવા બેલ્જીઅમને રસ્તે થઇ જવા તૈયારી કરવા માંડી વળી હુંપદમાં બેલ્જીઅમને નેગે જણાવ્યું કે આ પગલાંથી બેલ્જીઅમને જે કાંઇ નુકશાન થશે તે જર્મની ભરપાઈ કરી આપશે. બેલ્જીઅમે આ વાત માન્ય કરી નહિ અને બહાદુર તેમજ શુરવીરોને છાજે તેવી રીતે જણાવ્યું કે જો જર્મની આગળ વધશે તો બેલ્જીઅમ પ્રજા દેઠ સુધી લડશે જર્મનીએ તે છતાં પોતાનું લશ્કર બેલ્જીઅમમાં દાખલ કર્યું.

આપણા નામદાર બ્રિટીશ સરકાર અદલ ઇન્સાફી તેમજ એક વચની તરીકે મશહુર છે તેથી તેણે જર્મનીના આ પગલાંને અન્યાયી અને જુલ્મી લેખી ચોવીસ કલાકમાં તાબડતોબ જવાબ માંગ્યો. જર્મનીનું અંતઃકરણ નિર્મળ ન હોવાથી સંતોષકારક જવાબ ન આપતાં બેલ્જીઅમને રસ્તે પોતાનું લશ્કર ફ્રાન્સ તરફ લઇ જવું જારી રાખ્યું. પ્રતાપી બ્રિટીશ સરકારથી આ ખમાયું નહિ અને તેથી જર્મની સામે લડાઈ જાહેર કરી; જર્મની અને બેલ્જીઅમ વચ્ચે યુદ્ધ ચાલ્યું, જર્મની આગળ બેલ્જીઅમ કાંઇ ગણતરીમાં ગણાય નહિ. છતાં પણ ઈશ્વર હમેશાં સાચાનેજ યારી આપે છે તેમ બેલ્જીઅમ પ્રજાએ જર્મન લશ્કર સામે મરદાનગી બહાદુરીથી ટક્કર ઝીલી અને જર્મનીને વાહે વાહે પોકરાવી, જર્મનીની નેમ ફ્રાન્સનું પાટનગર પેરીસ લેવાની હતી તે બર આવી નહિ, કારણકે જ્યારે જર્મની, ફ્રેન્ચ અને બેલ્જીઅમ લશ્કર સાથે

લડતું હતું ત્યારે આપણી નામદાર સરકારે મિત્ર રાજ્ય ફ્રાન્સને મદદ કરવા પોતાનું લશ્કર ફ્રાન્સમાં ઉતાર્યું. બ્રિટીશ અને ફ્રેન્ચ લશ્કરે સંયુક્ત બળથી જર્મનો સામે લડવા માંડ્યું. જર્મન લશ્કરની સંખ્યા ઘણી મોટી હોવા છતાં પણ તેને પાછા હઠવાની ફરજ પડી અને હજુ પણ પાછું હઠતુંજ જાય છે.

આપણું બ્રિટીશ નૌકા સૈન્ય એટલું બધું બળવાન છે કે તેનાથી ડરી જર્મન નૌકા સૈન્ય ઉતર સમુદ્રની એક નહેરમાં ભરાઈ બેઠું છે અને ખુલ્લી લડાઈમાં ઉતરવા હિમત ધરતું નથી. આજસુધી બ્રિટીશ અને જર્મન નૌકા સૈન્ય વચ્ચે જેટલી લડાઈઓ થઈ છે તેમાં બ્રિટીશ સરકારની હમેશાં ફતેહ થઈ છે, એટલુંજ નહિ .પણ જર્મનીના મોટા અને સારા લડાયક વહાણોમાંના ઘણા નાશ પામ્યા છે. નામદાર બ્રિટીશ સરકાર પોતાના શ્રેષ્ટ નૌકા સૈન્યના બળવડે દરિયા :ઉપર કેટલી સત્તા ધરાવે છે તે એટલા ઉપરથી સિદ્ધ થશે કે ગ્રેટબ્રિટનનો દુનિયાના સઘળા દેશો જોડેના વહેવાર અને વહેપાર ચાલુ :છે. હિંદુસ્તાનથી દર અઠવાડીએ લોકો અને ટપાલ નીયમિત રીતે આવે જાય છે. જ્યારે બાપડા જર્મનીનો "ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલી રૂવે" તેમ બીજા દેશો જોડેનો વહેવાર તથા વહેપાર તદન કપાઈ ગયો છે.

હિંદુસ્તાનમાંથી હજારો માણસોનું લશ્કર આ યુરોપીઅન લશ્કરમાં ભાગ લેવા જઈ પહોંચ્યું છે. નામદાર બ્રિટીશ સરકારે, આપણા બહાદુર હિંદી લશ્કરને આ યુરોપીઅન લડાઈમાં ભાગ લેવા દીધો છે એ કંઈ જેવી તેવી વાત નથી. આ હકથી આપણે હિંદીવાનો મગરૂર થયા છીએ, વળી ખાસ ખુશી થવા જેવી બીના તો એ છે કે જે આશા

આપણે રાખી હતી તેના કરતાં પણ અધિક બહાદુરથી અને જુસ્સાથી હિંદી લસ્કર લડે છે. હિંદી લસ્કરનાં વખાણ ઠેર ઠેર થાય છે "વિકટોરિયા ક્રોસ" નો ચાંદ લડાઇમાં અસાધારણ બહાદૂરી બતાવે તેને આપવામાં આવે છે આવું મોટું માન આજ સુધી કોઇપણ હિંદીને મળ્યું નથી તે આ લડાઇમાં આપણા હિંદી શુરવીરોએ અસાધારણ બહાદૂરી બતાવીને મેળવ્યું છે, એ ખરેખર આપણે ખુશી થવા જેવું છે.

નામદાર અંગ્રેજ સરકારે આ લડાઇમાં ભાગ ન લીધો હતે તો જર્મની પોતાના કપટી દાવામાં ફાવી જાત તેમ હતું કારણકે જર્મનીની વર્તણુંક વદન અન્યાયી અને આપખૂદી હતી. અંગ્રેજ બચ્ચો સત્યને અને ન્યાયને ખાસ ચાહનાર છે તે આ સાંખી શકયો નહિ, અને જર્મનીને સીકસ્ત આપવા તેણે લડાઇના મેદાનમાં ઝંપલાવ્યું, આથી જર્મનીની બધી બાજી ઉંધી વળી ગઈ અને તેને સખત ધટકો પડયો. આપણા માનવંતા નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમાં સત્ય નીતિ અને ન્યાયની ખાતર લડે છે એટલે જર્મનીનો પરાજ્ય થવાનો એ ચોક્કસ છે. હાલ કદાચ તે ફાવ્યો છે પણ આખરે તેનો પરાજ્યજ છે જેમકે દીપક બુઝવાનો હોય ત્યારે વધારે પ્રકાશ આપે પણ અંતે તેનો પરાજ્ય છે એ વાત ચોક્કસ છે.

જર્મની પોતાની મુરાદમાં ફાવ્યું નહિ છતાં પણ દાવપેચ રમવા શરૂ રાખ્યા. ઇટલી તુર્કસ્તાન ઉપર પોતાના તરફથી લડાઇમાં ભાગ લેવા જર્મનીએ દબાણ કરવા માંડયું. ઇટાલીઅન સરકારે આ લડાઇથી અલગ રહેવા નિશ્ચય કર્યો છે પરંતુ જર્મનીના ફંદમાં ભોળું તુર્કસ્તાન સપડાયું. તુર્કી સરકારના ચોકસ પગલાંઓથી આપણી માયાળુ સરકારને

તેના સામી લડાઇ જાહેર કરવાની ફરજ પડી. આપણા દેશના સઘળા મુસલમાન ભાઇઓ અને તુર્કસ્તાનના ડાહ્યા રાજદ્વારીઓ, તુર્કસ્તાનના આ પગલાંને આત્મઘાતીક લેખે છે. આપણા દેશના મુસલમાન ભાઇઓની વર્તણુંક ખરેખર પ્રશંસાપાત્ર છે. આખા દેશમાં ઠેર ઠેર સભા ભરી, મુસલમાન ભાઇઓએ નામદાર તુર્કી સરકારના આ પગલાંને ઠપકાપાત્ર ગણ્યું છે અને પોતાના પવિત્ર ધર્મના ફરમાન મુજબજ વર્તી આપણા મહાન શહેનશાહ જ્યોર્જ પાંચમા તરફ ખરા અંતઃકરણની વફાદારીની લાગણી પ્રદર્શીત કરી છે.

## હિંદમાં લડાઇની અસર.

હવે હિંદુસ્તાનમાં લડાઇથી શી અસર થઇ છે તે જોઇએ. નામદાર બ્રિટીશ સરકારના નેક અમલથી અને દુરઅંદેશી ભરેલી રાજ્યનીતિથી આપણા દેશમાં રૈયતને કેળવણી આપવા સતત પ્રયાસ ચાલુ છે. છતાં પણ દેશમાં હજુ બીનકેળવાએલ વર્ગ મોટો છે આ વર્ગ એવી જાતનો છે કે તેમને પોતાની મતલબ સિવાય જાણવું જ્ઞાન હોતું નથી એટલે જે જે અફવાઓ અને ગપાટા ઉડે છે તેને બીચારાઓ ખરા માની ખોટા ગભરાટમાં પડે છે, આવી ગપો ઉડાડનાર મૂર્ખ અને અવીચારી પુરૂષો સારાસારનો વિચાર નહિ કરતાં પોતાને હાથેજ પોતાના પગપર કુહાડો મારે છે. આવી ગપો ઉડાડવાથી, અને માનવાથી, આપણા ગરીબ વર્ગને અને વહેપારને ઘણુંજ નુકશાન થાય છે, સર્વ કેળવાએલા અને સમજુ વર્ગની ખાસ ફરજ છે કે, આવા ગપગોળાઓનો પ્રચાર અટકાવવો. તેમજ વખત ફાજલ પાડી ગભરાટમાં પડેલા લોકો સાથે વાતો કરી અગર ભાષણો આપી તેમની શંકાઓનું નિવારણ કરવું.

આ સંબંધમાં ભાવનગરના નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા "હિંદી બ્રિટીશ વિક્રમ" નામનું સાપ્તાહિક પત્ર બહાર પાડી લોકોમાં મફત વહેંચી કેટલીક સત્ય વાતને પ્રચાર કરી રહ્યા છે તે માટે તેમને ખાસ ધન્યવાદ ઘટે છે. આપણો દેશ રાજ્યભક્તિમાં મશહુર છે, અને જો ઉપર જણાવ્યા પ્રમાણે આપણે ફરજ અદા કરતાં રહીશું તો આપણે રાજ્ય માટે ફરજ બજાવવા ઉપરાંત દેશ પ્રત્યે પણ ફરજ બજાવી ગણાશે. કારણકે તેમ કર્યાથી ગપગોળાનો પ્રચાર અટકી લોકોમાં ફેલાતો ગભરાટ બંધ થશે અને આપણા દેશને વેપાર રોજગારમાં આવા બારીક સમયમાં મોટો ટેકો મળશે.

લડાઈના સબબે દરેક જાતની ચીજોના ભાવમાં વધારો ઘટાડો થાય એ બનવા જોગ છે અને તેમાં પરદેશમાં બનતી ચીજોના ભાવમાં વધારો અવશ્ય થાય છે તોપણ શરૂઆતમાં જે ભાવ તાલ વધ્યા હતા તે સરકારના અને પ્રજાના ભલા અને ન્યાયી અમલદારોએ તેના ઉપર અંકુશ મુક્યો હતો તેથી પાછા ભાવ રીતસર રહ્યા હતા.

આ સમય આપણી રાજ્યભક્તિ સારૂ ખરી કસોટીનો છે અને તેથી આપણાથી બને તે રીતે નામદાર સરકારને મદદ કરવી એ આપણી મહાન્ ફરજ છે. ઈંગ્લાંડ દુનિયાના ઘણા દેશો ઉપર રાજ્ય ચલાવે છે અને તેના તાબાના દરેક દેશ જેવા કે—આસ્ટ્રેલિયા કેનેડા અને ન્યુઝિલાંડ, સાઉથ આફ્રિકા વિગેરે અનેક દેશો પોતાની ફરજ બજાવે છે અને આપણા દેશની વર્તણુક અને તાજ તરફની લાગણી પણ ખરેખર પ્રશંસાપાત્ર છે. નામદાર સરકારે લડાઈના અંગે સંકટ નિવારણ ફંડો સર્વત્ર ઉઘાડ્યાં છે અને આપણા લોકો યથાસ્થિત મદદ આપતા આવ્યા છે.

લડાઇમાં બહાદૂર શુરવીરો મરે છે અને ઘાયલ થાય છે અને તેમના ઉપર આધાર રાખતા કુટુંબો નિરાધાર થઇ પડે છે તેવાઓ અને લડાઇના સબબે સંકટમાં આવી પડેલાઓને મદદ કરવાની આ ફંડાની મૂખ્ય નેમ છે માટે આપણા દેશના સર્વ સ્વદેશાભિમાની અને રાજ્યભકત સ્ત્રી પુરૂષોની ખાસ ફરજ છે કે, આ ફંડમાં નાણું ભરી ભરાવી બને તેટલી મદદ આ ફંડોને કરવી. બસ છેવટે પ્રભુ પ્રાર્થના છે કે—

બ્રિટીશ રાજતાજને પ્રભુ તું રક્ષજે
શહેનશાહ જ્યોર્જને વિજય તું બક્ષજે
પ્રચંડ દુષ્ટ શત્રુ દળનું બળ તું ભક્ષજે
બહાદુરં બ્રિટીશ સૈનીકોને જય તું અર્પજે
બ્રિટીશ હીંદ દેવની
ધ્વજ અમર નરેશની
વિજયી રહો હમેશની કૃપા સમર્પજે.

**God Save the King.**

# " ભવિષ્યોદય દર્પણ. "

ભૂતભવિષ્ય અને વર્તમાનકાળની બીના જાણવાને ફકત એક જ્યોતિષ સાસ્ત્ર છે અમારા કાર્યાલયમાં યુરોપીયનો રાજા રજવાડાઓ વકીલ બેરીષ્ટરો ધર્મ ગુરૂઓ ઇજિનેરો માસ્તરો આર્ટીસો વીગેરે અનેક પ્રતિષ્ઠીત ગૃહસ્થો તરફથી સરટીફીકેટો મળેલાં છે. તે જાણવાથી ખાત્રી થસે ઘણી જગ્યાએથી કંટાળી ગયેલાઓએ એક વખત અમારી સાથે અનુભવ મેળવીને ખાત્રી કરવી જન્મોત્રી પ્રશ્નોત્રી વર્ષફળ વીગેરે બનાવનાર તથા જોનાર તેમજ એક પ્રશ્ન ઉપરથી આખી જીંદગીનો વર્તારો કરી હરકોઈ પ્રશ્નનો ખુલાસો યોગ ઉપચાર સાથે કરીને મન સંતોષ કરવામાં આવસે ભાવિના ભાવ જાણ્યા સીવાય અનેક દુઃખથી પીડાતા મનુષ્યોને માટે એક ઉમદા તક છે. વધુ હકીકત જાણવાને માટે અડધા આનાની ટીકીટ મોકલી પ્રાસ્પેક્ટસ લીસ્ટ મંગાવો જુબાપ માટે ટીકીટ બીડવી ભૂલતાજ નહી.

**જ્યોતિષી ગેવાશંકર ભવાનીશંકર**

ઠે: છાપરીઆસેરી સુરત.

# ઈનામી પ્રશ્નમાળા.

પ્રશ્ન ૧લો—વિદ્યાર્થીઓનું કર્તવ્ય-(નીબંધ) આખો ફુલસ્કેપ કાગળ ભરાય તેટલો.

પ્રશ્ન ૨જો—સ્ત્રીકર્તવ્ય-( કવિતા )-૮ કડી

પ્રશ્ન ૩જો—બાળકોને ઉપયોગી ૧૦ નિયમો.

પ્રશ્ન ૪થો—આપણને કઈ ચીજ વિના બીલકુલ ન ચાલે.

પ્રશ્ન ૫મો—અમદાવાદ કોણે કઇ સાલમાં વસાવ્યું.

આ પાંચ પ્રશ્ન લખી મોકલનારને રૂા. ૨-૦-૦ રોકડા ઈનામ આપવામાં આવશે.

ચાર પ્રશ્ન—રૂા ૧—૦—૦ આપવામાં આવશે.

ત્રણ પ્રશ્ન—એક ફેન્સી રૂમાલ આપવામાં આવશે.

બે પ્રશ્ન—એક વાંચવા લાયક બુક મોકલવામાં આવશે.

એક પ્રશ્ન—વાળાને એક ન્હાનીબુક આપવામાં આવશે.

પ્રશ્ન લખી મોકલનારાઓએ એક આનાની ટીકીટો બીડવી જો ટીકીટ બીડેલી નહિ હશે તો ઈનામ ઉપર હક રહેશે નહિ.

જેના પ્રશ્નો પાસ થશે તેનેજ ઈનામ મળશે.

પ્રશ્નના જવાબ માર્ચની ૨૫મી સુધીમાં આવીજવા જોઈએ અને ત્યારપછી આવશે તેના દાખલ કરવામાં નહિ આવે.

આ પ્રશ્નમાળાની હરીફાઇમાં દરેક જણ દાખલ થઇ શકે છે.

**સેક્રેટરી સંસાર સુધારક મિત્ર મંડળ**

**કાલુપુર-અમદાવાદ.**

**સમાપ્ત.**